

# દિલીપકુમાર, જાત ચીરીને પ્રગટતું અભિનયનું તપ

☐ બકુલ ટેલર

**દિ**લીપકુમાર હવે નથી. કાળની ગતિ એવી જ હોય છે અને એમાં બધાએ જ વિલુપ્તિ સુધી પહોંચવાનું હોય છે. પરંતુ દિલીપકુમાર એકલા નહોતા. લાખો-કરોડોનાં શમણાં, ઝંખના, વૃત્તિઓને જીવનારા એકલા ન હોઈ શકે.

તેઓ આપણો એક સમય લઈને ચાલી ગયા છે. તેઓ છેલ્લાં વર્ષોમાં સ્મૃતિ ગુમાવી ચૂક્યા હતા. એકવાર જયપ્રકાશ ચૌક્સે જેવા સિનેમાના ઉત્તમ આલેખકે કહેલું કે તેમને મધુબાલા સાથેની ફિલ્મો બતાવવી જોઈએ, સ્મૃતિ પાછી વળશે. આ ઉપાય કેટલો કારગત નીવડ્યો હોત તે ખબર નથી પણ અત્યારની પેઢી દિલીપકુમારની ફિલ્મો જોઈ નહેરુયુગની સ્મૃતિમાં પાછી વળી શકે. એ યુગ દેશના સ્વાતંત્ર્ય પછી નવી દૃષ્ટિથી આવતી કાલને જોવાનો અને ઘડવાનો હતો. રાજ કપૂર, દિલીપકુમાર, દેવ આનંદની ફિલ્મો આપણી જાહેર સ્મૃતિ સાથે જોડાયેલી છે.

જે સમયે આપણી પાસે સિનેમાકળાના પ્રશિક્ષણની કોઈ સગવડ નહોતી, અભિનય શીખી ન શકાય એ તો નૈસર્ગિક પ્રતિભારૂપે જ હોય તો હોય એવી ધારણા વચ્ચે દિલીપકુમારે ૧૯૪૪ની 'જ્વારભાટા'થી ફિલ્મના પરદે પ્રવેશ કર્યો. મોતીલાલ જેવી નૈસર્ગિક પ્રતિભા તેમની પાસે નહોતી અને સિનેમાનો અભિનય એક જુદા ક્રાફ્ટની પણ અપેક્ષા રાખે છે. દિલીપકુમારે જે કાંઈ પ્રદાન કર્યું તે તેમના અભિનયશોધનું પરિણામ છે. દેવિકા રાણીએ તેમને નૈનિતાલમાં જોયા અને ફિલ્મમાં અભિનય માટે નિમંત્રણ આપ્યું પણ આપણે કહી શકીએ કે તેમણે દિલીપકુમારને અભિનેતા તરીકે તો જોયા જ નહોતા. ચહેરો અને શરીરના બાંધા ઉપરાંત દિલીપકુમારમાં શરીર વડે વ્યક્ત થવાની એક સહજ રીત હતી. એ અભિનય નથી હોતો બલ્કે સંસ્કાર હોય છે. જેને આપણે પર્સોના કહીએ છીએ તે માત્ર અભિનયથી સર્જી નહીં શકાય! શાળા-કોલેજમાંથી ભણી ફિલ્મોમાં આવનારાની શરીરભાષા બદલાઈ જતી. સ્મૃતિ ચાલી ગયા પછીના દિલીપકુમારની તસવીરો જોતાંય સમજાશે કે તેમના ચહેરાએ વૈચારિક પૌઢી અને શાલીનતા ગુમાવી ન હતી. આ કોઈ અભિનેતાનું નહીં. વ્યક્તિત્વનું એક્સ્પ્રેશન હતું. તેઓ રાજકીય સામાજિક અને સાંસ્કૃતિક રીતે જાગૃત વ્યક્તિ હતા ને તેમના અભિનયના વિશેષરૂપે આપણે પામીએ છીએ. બાકી તમે આજે પણ જોશો તો સમજાશે કે તેમણે હંમેશાં કાંઈ ક્લાસિકલ કહેવાય એવી ફિલ્મોમાં અભિનય નથી કર્યો પણ તેમના અભિનયના કારણે એ ફિલ્મો અને તેમણે ભજવેલું પાત્ર ક્લાસિકની દિશાનું હતું. સિનેમા દિગ્દર્શન, પટકથા-સંવાદની કળા તો હજુ તેના મૂંગી સિનેમા પછીના બીજા તબક્કામાં હતી. દિલીપકુમારે અમીય ચક્રવર્તી (જ્વારભાટા), નિતીન બોઝ (મિલન), રમેશ સેહગલ (શહીદ) મહેબૂબ ખાન (અંદાઝ) વગેરે સાથે રહી શરૂનાં વર્ષોમાં સિનેમાસર્જનનું કામ કર્યું છે.

દિલીપકુમાર બે છે. એક એ જે 'ધ

દિલીપકુમાર' પહેલાના અને બીજા 'ધ દિલીપકુમાર' બની ગયા પછીના. તેઓ પોતે પણ પોતાના માટે દિલીપકુમાર બની ગયા પછી પોતાની લોકપ્રિય બની ગયેલી ઇમેજને અનુસર્યા. તેઓ અભિનયશક્તિ નથી ગુમાવતા પણ તાજપતા ગુમાવે છે. ફિલ્મ નિર્માતા અને દિગ્દર્શકો પછી એવું વિચારતા થયા કે દિલીપકુમારની ટક્કર બીજા અભિનેતા સામે કરાવીએ - કોણ છે તેમની ટક્કરનો અભિનેતા? તેઓ અભિનયનો માપદંડ બની ગયા ત્યારની આ વાત છે. બીજા જાણીતા અભિનેતા સાથેની દિલીપકુમારની ફિલ્મો જોશો તો લાગશે કે દિલીપકુમાર નહીં, પેલા અભિનેતા પડકાર ઝીલવા મથી રહ્યા છે - અપવાદ રાજ કપૂર, મોતીલાલ, બલરાજ સાહની. 'શક્તિ'માં અમિતાભ બચ્ચન કામ કરે ત્યારે બરાબર જાણે છે કે પોતાને મળેલી ભૂમિકા નિભાવવા ઉપરાંત પ્રેક્ષકો તો દિલીપકુમાર સામે કેવો અભિનય કર્યો એવી તુલના કરશે. અને આ દિલીપકુમાર એજ છે જેમણે પોતાને જ પ્રશિક્ષિત કર્યા છે. પરંતુ એ કાંઈ તપ વિના શક્ય નથી બન્યું. તેમણે એક સંયમ હંમેશાં રાખ્યો કે એક સાથે બે-ત્રણ ફિલ્મો ન જ કરવી. તેમણે ફિલ્મના અભિનયને ધંધો નહીં કળાના અભિગમથી જ જોયો. દરેકે દરેક પાત્ર માટે તેમણે જુદી રીતે વિચાર્યું અને એક તબક્કો એવોય આવ્યો કે તેમણે મનોચિકિત્સક પાસે સારવાર લેવી પડી.

દિલીપકુમારને તમે અમિતાભ બચ્ચન જેવા ટોટલ અભિનેતા ગણી શકો? પહેલો ઉત્તર છેઃ ના. દિલીપકુમાર આજની જેમ એક્શન યા ડાન્સ માટે ઉપયુક્ત નહોતા પણ 'ગંગાજમના'માં નૃત્યની જરૂર પડી તો ડાન્સ ડાયરેક્ટર સાથે બેસી પોતાના સ્ટેપ્સ નક્કી કર્યા. બાકી, એક્શન ફિલ્મો ત્યારે નહોતી બનતી, બનતી તો સ્ટન્ટ ફિલ્મો બનતી પણ તેને જોનારો વર્ગ જુદો હતો. દિલીપકુમારે હંમેશાં એવા પ્રેક્ષકને સામે રાખ્યો જે સ્વસ્થ મનોરંજનની અપેક્ષા રાખતો હતો. તેમના સંવાદ બોલવાની રીત પણ જોશો તો સમજાશે કે પ્રેક્ષકને તેઓ વિચારવાની સ્પેસ આપતા હતા. તેઓ થિયેટ્રિકાલિટીથી પણ દૂર રહ્યા. 'મુગલ-એ-આઝમ'માં એક શૈલી પૃથ્વીરાજ કપૂરની છે ને બીજી દિલીપકુમારની છે. પૃથ્વીરાજ શહેનશાહ છે જેમણે એક સિસ્ટમને અનુસરવાનું છે ને દિલીપકુમાર શાહજાદા છે પણ પ્રેમી છે જે સિસ્ટમને તોડે છે. આ ભેદ તમને બન્નેના અભિનયથી પણ સ્પષ્ટ થશે. 'મુગલ-એ-આઝમ'નું એ દશ્ય યાદ કરો જેમાં સલીમને લાગે છે કે અનારકલી શું બેવફાઈ કરી રહી છે? 'સલીમસે મુંહ ન ફેરો અનારકલી. ઉઠાઓ કસમ કી તુમ મુઝસે બેવફાઈ કર શકતી હો.' મધુબાલાનો ઉત્તર છે. ''સાહબે આલમ! અનારકલી જિંદગીસે બેવફાઈ



કર શકતી હૈ મગર આપ સે નહીં.'' ''જિંદગી સે... કૌન હે જો તુમ્હેં જિંદગી સે મહરૂમ કર દેના ચાહતા હૈ?'' ''કોઈ નહીં.'' ''ક્યા મેરે હોશો-હવાસ ઇસલિયે છીન લીયે ગયે કી તુમ મુઝસે જુદા કર દી જાઓ.'' ''તકદીર કા ફૈસલા યહી હૈ.'' ''તકદીરકો ફૈસલા બદલના હોગા. અનારકલી, મેં દેખ રહા હું યે રેંગતે હુએ સાયે. યે અકબરકે બુઝદિલ ગુલામ તુમ્હેં લેને આ રહે હૈ. સામને આઓ! અનારકલી મેરી હૈ. ઉસે કોઈ નહીં છીન શકતા. યે બેવફા ગુલામ તુમ્હારે પાક જિસ્મકો નહીં છૂ શકતે જાને સલીમ! આ દશ્યમાં દિલીપસાબ કાંઈક તંદ્રામાં બોલતા હોય એવું છે અને અંદરથી તેઓ પોતાની સામેથી ખોવાઈ રહેલી અનારકલીને જકડવા મથી રહ્યા છે. અદ્ભુત દશ્ય છે ને અભિનયની દૃષ્ટિએ કોઈ પણ અભિનેતાની કસોટી બને એવો! દિલીપકુમાર પછી 'દેવદાસ'માં જોવા મળે છે. એનો એક ડાયલોગ બહુ જ લોકપ્રિય છે, ''કૌન કમબખ્ત હૈ જો બરદાસ્ત કરને કે લિયે પીતા હૈ? મેં તો પીતા હૂં કી બસ સાંસ લે શકું ઔર એસી જગહસે ઉઠ કર જાનેકી તાકત નહીં હૈ ન. તભી તો યહાં પડા રહતા હૂં દેખતા રહતા હૂં તુમ્હારે મુંહકી તરફ તો ભી મેં બેહોશ નહીં હોતા, કુછ હોશ રહ જાતા હૈ. હોશ સે કહ દો કભી હોશ ન આને પાએ.'' પારોને ગુમાવ્યાનું દર્દ આખી ફિલ્મમાં છવાયેલું રહે છે. દેવદાસની પીડા દિલીપકુમારની આરપાર અનુભવી શકો છો. જીવવાની બધી જ ઇચ્છા ગુમાવી દીધા પછી બચેલી હયાતી કેવી હોય તે તમે અનુભવી શકો છો.

શેક્સપિયરનાં નાટકો ભજવતી વેળા સર લોરેન્સ ઓલિવયર, રિચર્ડ બર્ટન અને એલેક ગિન્સ જે પ્રક્રિયામાંથી પસાર થયા હતા એજ દિલીપકુમારમાં પણ બન્યું છે. હોલીવુડ પાસે તો અભિનયની એક પુખ્ત પરંપરા હતી, દિલીપકુમાર તો પરંપરા સર્જી રહ્યા હતા. તેમની ઓળખ ટ્રેજેડી કિંગની બની પણ તે એક તબક્કા પૂરતી છે. તેને તેઓ 'આઝાદ'થી પાર કરે છે ને 'રામ ઔર શ્યામ'માં તેનાથીય આગળ વધી જાય છે. તેઓ પોતાને રિપીટ નથી કરતા. 'અંદાઝ'માં પણ તેઓ પ્રેમી છે અને 'જોગન'માં પણ છે, 'દેવદાસ'માં પણ છે ને 'મધુમતી', 'મુગલ-એ-આઝમ'માં પણ. તેમણે 'મધર ઇન્ડિયા'માં સુનીલ દત્તવાળી ભૂમિકા કરવી હતી તે ન કરી શક્યા તો 'ગંગા જમના' જાતે બનાવી. અમુક પ્રકારનો અભિનય કરવો છે માટે નિર્માતા બનવું, એ સાહસ દિલીપકુમાર જ કરી શકે.

લોર્ડ મેઘનાદ દેસાઈએ 'નહેરુઝ - હીરો દિલીપકુમાર-ઈન ધ લાઈફ ઓફ ઇન્ડિયા' પુસ્તક લખ્યું છે. દિલીપકુમાર, રાજ કપૂર, દેવ આનંદ સ્વતંત્રતા પછીનાં રેનેસાના હિસ્સા છે. એક નવા પ્રેક્ષકને ઘડવાનું કામ તેઓ કરે છે અને તે જુદી પટકથા, ગીત-સંગીત, અભિનય વડે સિદ્ધ કરે છે. તેઓ આ કારણે નહેરુયુગના પ્રતીક બને છે. દિલીપકુમાર અંગત જીવનમાં તો યુસુફ ખાન છે. દેશના ભાગલા પછી એક જુદી જવાબદારી મુસ્લિમ અભિનેતાને હતી. જુદા અર્થમાં રાષ્ટ્રીયતા સાબિત કરવાની હતી. દિલીપકુમાર ફક્ત અભિનય વડે પોતાને સાબિત કરે છે કારણ કે તે કોઈ રાજનેતા નથી, કોઈ ચળવળકાર નથી. મુંબઈના વરલીમાં નહેરુ સેન્ટર છે. તે રજની પટેલ (મુંબઈના મોટા કોંગ્રેસી નેતા) અને દિલીપકુમારનું માનસ-સંતાન છે. દિલીપકુમાર, રાજ કપૂર, દેવ આનંદ નહેરુજી સાથે નિકટ સંબંધ ધરાવતા હતા. રાજ કપૂર તો દિગ્દર્શક પણ છે એટલે 'આવારા,' 'શ્રી ૪૨૦' ઉપરાંત રમેશ સેહગલ સાથે 'ફીર સુબહ હોગી' સર્જી શકે છે. દિલીપકુમાર 'શહીદ', 'લીડર' સર્જે છે. રાષ્ટ્રીયતા માત્ર રાજકીય પ્રવૃત્તિથી સર્જાતી નથી, સાંસ્કૃતિક પ્રવૃત્તિનું મોટું મૂલ્ય છે અને દિલીપકુમાર એ સિદ્ધ કરે છે પોતાની ફિલ્મોથી. તમે જુઓ તો તેઓ ખૂબ શૈલીસભાન અભિનેતા છે અને એટલે જ રાજ કપૂર સાથે, દેવ આનંદ સાથે એક-એક ફિલ્મમાં જ કામ કર્યું. દિલીપકુમાર અને રાજ કપૂર તો ગાઢ મિત્રો અને હમવતની છતાં 'સંગમ'માં દિલીપકુમારે કામ ન કર્યું તે ન જ કર્યું. તેમણે 'પ્યાસા'ની ભૂમિકાનો ય ઇન્કાર કરેલો. અભિનેતાઓએ કેટલાંક રહસ્યો જાળવી રાખવાનાં હોય છે અને દિલીપકુમાર એ બાબતે ચુસ્ત આગ્રહી હતા. આ રહસ્ય જ તેમનું ગ્લેમર સર્જે છે.

દિલીપકુમારને મળેલા પુરસ્કારોની

યાદીમાં દાદાસાહેબ ફાળકે પુરસ્કાર તો છે ને 'નિશાન-એ-ઇમ્તિયાઝ' પણ છે જે પાકિસ્તાન તરફથી અપાતું સહુથી મોટું નાગરિક સન્માન છે. એ સન્માન એટલા માટે હતું કે દેશના વિભાજન પછી દિલીપકુમાર જાણે ફિલ્મો વડે સાંસ્કૃતિક દૂતનું કાર્ય કરતા હતા. પાકિસ્તાનના વરિષ્ઠ પત્રકાર, લેખક સઈદ અહેમદે 'દિલીપકુમારઃ અહદનામા-એ-મોહબ્બત' પુસ્તક લખ્યું છે. એ પુસ્તકનાં દરેક પૃષ્ઠમાં તમને વર્તાશે કે પાકિસ્તાનમાં તેઓને કેટલો પ્રેમ મળતો. આ તેમની શખ્સિયતની કમાલ છે. દિલીપકુમારને જોવા હોય તો ૧૯૬૫-૭૦ સુધીની ફિલ્મમાં જોવા પછીના ફિલ્મસર્જકો પાસે એ સ્ટ્રક્ચર નથી જે અવિભાજિત ભારતમાં જન્મેલા દિલીપકુમારને મોટા સાંસ્કૃતિક પ્રતિનિધિ બનાવી શકે. તેઓ તો દિલીપકુમારની એક્ટર-ઇમેજ પર કામ કરે છે. તેઓ દિલીપકુમાર નહીં 'લિજેન્ડ'ને લઈ ફિલ્મ બનાવે છે.

દિલીપકુમારની ફિલ્મોની સંખ્યા ૬૩ જ કેમ છે? ૧૯૪૪થી ૧૯૯૮ સુધી કામ કર્યું તો પણ આટલી જ ફિલ્મો. તેમણે એક જ વાર 'કલિંગા'ના દિગ્દર્શનનું સાહસ કર્યું પણ ફિલ્મ બની ગયા પછીય તેમને યોગ્ય ન લાગ્યું તો ફિલ્મ રિલીઝ ન થવા દીધી. દિગ્દર્શનની કળાને તેઓ કેવો આદર આપતા હતા તેનું આ એક ઉદાહરણ છે. તેમના નામે એવી ૧૩ ફિલ્મો છે જે બનાવવાની યોજના હતી પણ બની નહીં. કેટલીક ફિલ્મો કેટલીક રીલ બન્યા પછી ન બની, કેટલીક ખૂબ સંશોધન પછી ન બની અને 'આગ કા દરિયા' તો પૂરી થયા બાદ સેન્સરમાંય પાસ થયેલી પણ રજૂ ન થઈ. તેમને લઈને કે. આસીફ 'આખરી મુગલ' બનાવવાના હતા. બી.આર. ચોપરાએ 'ચાણક્ય ચન્દ્રગુપ્ત'ની યોજના બનાવેલી. દિલીપકુમાર માટે ફિલ્મ બિઝનેસ પ્રપોઝલ પછી હતી, આર્ટ એન્ડ ક્રાફ્ટ પ્રપોઝલ પહેલા હતી. ૯૮મા વર્ષે વિદાય લીધી તો લીધી ને માટીમાં એમની કાયા ઓગળી રહી છે પણ એક દિલીપકુમાર છે જે તેમના ચાહકોમાં સદાય જીવશે. જ્યારે પણ તેમની ફિલ્મો કોઈ જોશે તો તે ચાહક બની જશે. બાકી, અંગત જીવનની દાસ્તાન તો અલગ છે. અભિનેતા માટે તો જીવન સ્વયં પણ સામગ્રી છે. એકથી અનેક ભૂમિકાએ જીવનને જીવવાનું સાહસ તેમણે કર્યું છે અને એ પાત્રમાં જઈ ઢળ્યું છે. અભિનેતાને તમે બીજે તો ક્યાં શોધો?!

❑❑❑

ત્સે કુંગે કન્ફ્યુશિયસને પૂછ્યું, "મહામાનવ કેવો હોય?"

કન્ફ્યુશિયસ: "એ બોલતા પહેલાં પોતે અનુસરે છે અને પછી પોતાના શબ્દો અનુસાર વર્તે છે."